# પ્રાથમિક શાળાઓમાં સંગીત

[ નિવેદન અને અભ્યાસક્રમ ]

લેખક :

સંગીત સમિતિ



ગૂજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

૧૯૩૨

# પ્રસ્તાવના

પૂર્ણ સ્વરાજ્યની લડત શરૂ થઈ તે પહેલાં સંગીત સમિતિએ પોતાનો આ અહેવાલ તૈયાર કરી આપ્યો હતો. એનાં બીબાં પણ ગોઠવાઈ ગયાં હતાં. પણ સરકારે મુદ્રણાલય જમ કરતાંની સાથે કેટલાંયે પુસ્તકોનાં ગોઠવેલાં બીબાં પણ જપ્તીમાં ગયાં અને પાછાં મળ્યાં ત્યારે બધાં વિંખાઇ ગયેલાં મળ્યાં. તેમાં આ નિવેદનની પણ દુર્દશા થઈ એટલે સંધિ દરમિયાન આ ફરી છપાવી મોડું મોડું પણ પહેલીવાર આ પ્રસિદ્ધ કરીએ છીએ. સમિતિના એક સભ્ય શ્રી. શંકરરાવ પાઠક આ નિવેદન પ્રસિદ્ધ થયેલું જોવાને આજે હયાત નથી એ દુઃખદ બીના છે.

પ્રકાશક

# પ્રાથમિક શાળાઓમાં સંગીત

આપણી શાળાઓમાં સંગીતને આવશ્યક સ્થાન તો મળી ચૂક્યું છે, પણ શિક્ષણશાસ્ત્રીઓએ સંગીતનો ક્રમ અને તે ભણાવવાની પદ્ધતિ તરફ ઝાઝું ધ્યાન આપ્યું હોય એમ લાગતું નથી. શિક્ષણ એ જીવનની કૂંચી છે. એનો ઉપયોગ દરેક ક્ષેત્રમાં છે. કેળવણીનો આદર્શ, કેળવણીની પદ્ધતિ, બાલમાનસનો વિચાર અને શિક્ષણના જુદાજુદા વિષયોનો પરસ્પર સંબંધ એ બધી બાજુથી સંગીતનો વિચાર થવો ઘટે છે.

અમુક માણસને ઉત્તમ ગાતાં આવડ્યું એટલે એ બીજાને શીખવી શકશે જ એમ ખાતરીપૂર્વક ન કહેવાય. બાળકોને શીખવવામાં એક રીતે ઘણી સરળતા હોય છે. જ્યારે બીજી રીતે એમાં ભારે મુશ્કેલી પણ હોય છે. બાળકોનો રસ, એમની ગ્રહણશક્તિ, એમના માનસની ખાસિયત એ બધાનો વિચાર કરીને સંગીત શીખવ્યું હોય તો આજે કરાય

છે તેટલી જ મહેનતમાં બેવડા કરતાં વધારે ફળ સહેજે મળી શકે એમ છે. શિક્ષણના બીજા વિષયો શીખવતાં જે અનુભવ મળ્યા છે અને જે યુક્તિઓ હાથ લાગી છે તેનો લાભ સંગીતની કેળવણીને મળવો જોઈએ. એટલે કે સંગીતની કેળવણી શિક્ષણશાસ્ત્રના નિયમ પ્રમાણે યોજેલી હોવી જોઈએ.

વળી જૂના ઉસ્તાદો પાસે વર્ગોની ભાંજગડ નહોતી. ખાસ કરીને સંગીતમાં વ્યક્તિગત શિક્ષણ અપાતું; અને વિદ્યાર્થી ઘણેભાગે એક સંગીતનો જ વિચાર અને અભ્યાસ કરતો; અનેક વિષયો એકસામટા ભણવાની પંચાત એને નહોતી એટલે ગુરુજીની અનુકૂળતાએ ધીરજપૂર્વક એ વિદ્યા લેતો. જેમને ન ફાવે તેવા વિદ્યાર્થીઓ એની મેળે ખરી પડતા. તેથી કેટલા ટકા વિદ્યાર્થીઓ તૈયાર થયા એનો હિસાબ જોવાપણું રહેતું નહિ. આજે જમાનો વર્ગોનો છે, અને સંગીત એ વધારે મહત્ત્વના ગણાતા વિષયો સાથે થોડુંક બહોળું થયું છે, પણ એનું સર્વોપરીપણું નથી રહ્યું.

આ કારણે પણ સંગીતને ક્રમબદ્ધ કરવાની આવશ્યકતા વિશેષરૂપે સિદ્ધ થઈ છે. અન્ય રીતે શાળામાં ઠીકઠીક ચાલતા વિદ્યાર્થીઓ સંગીતમાં બરાબર ન ચાલે તો તેમનું શું કરવું એ નવો સવાલ ઉત્પન્ન થયો છે. સંગીતને બાળકેળવણીમાં તો ઐચ્છિક ન રાખતાં આવશ્યક રાખવાનો આપણો નિશ્ચય છે, અને તે બધી રીતે યોગ્ય છે. તેથી સંગીતવિમુખ છોકરાછોકરીઓને પણ અભિમુખ કેમ કરી લેવાય એ રોજનો સવાલ થઈ પડયો છે.

સંગીતની શરૂઆત કઈ ઢબે કરવી, કઈ ઢબ અનુભવ-સિદ્ધ છે એ પણ તપાસવા જેવું ખરું. છંદ, વૃત્ત, લોકગીત

અને શાસ્ત્રીય સંગીતનો પરસ્પર સંબંધ શો એ સવાલ પણ ઊઠ્યા વગર રહે નહિ.

છેલ્લે સંગીત સાથે એક છેડે કાવ્ય અને બીજે છેડે નૃત્ય જેવા વિષયોનો સંબંધ હોવાથી શિક્ષણશાસ્ત્રી એ વિષે શું કહે છે એ પણ જાણવું રહ્યું.

આવી બધી વાતોનો વિચાર કરી કંઈ પણ ચોકસ નિર્ણય ઉપર આવવા માટે વિદ્યાપીઠમાં અનુભવી અધ્યાપકોની એક સમિતિ ભેગી થઈ, અને એણે ઊંડી ચર્ચામાં ઊતર્યા વગર તુરતોતરત અમલમાં મૂકી શકાય એવો અભ્યાસક્રમ ઘડી કાઢવાનું નક્કી કર્યું. સમિતિમાં નીચેના સભ્યો હાજર હતા:

૧. આચાર્ય કાકાસાહેબ કાલેલકર ગૂ. વિદ્યાપીઠ.
૨. શ્રી. નારાયણરાવ ખરે ઉદ્યોગમંદિર, સાબરમતી
૩. અધ્યાપક શંકરરાવ પાઠક ગૂ. વિદ્યાપીઠ
૪. શ્રી. શંકરરાવ વ્યાસ અમદાવાદ
૫. શ્રી. ગોપાળરાવ જોશી મજૂરશાળા, અમદાવાદ
૬. શ્રી. અનંતરાવ કુલકર્ણી નવી ગૂ. શાળા, અમદાવાદ

સમિતિના છેલ્લા પાંચ સભ્યો સ્થાનિક રાષ્ટ્રીય સંગીત મંડળના સભ્યો છે અને દરેક જણે ગાયનાચાર્ય પંડિત વિષ્ણુ દિગંબર પલુસ્કરના હાથ તળે સંગીતવિદ્યા સેવી છે, તેમ જ બધાને શિક્ષણસંસ્થાઓનો લાંબા સમયનો અનુભવ છે.

સમિતિએ પોતાની આગળ ચોકસ સવાલો રાખી પ્રાથમિક શાળામાં સંગીતશિક્ષણ કેમ અપાય એનો વિચાર કર્યો છે, તેનો સાર અહીં આપીએ છીએ.

આ આખી ચર્ચા નવી ઢબે થયેલી હોવાથી અને વિચારપદ્ધતિ પણ નવીનવી સૂઝેલી હોવાથી ચર્ચાના નિર્ણયોમાં જરૂર ઊણપ હશે, પણ તે તો અનુભવે જ દૂર થશે. અહીં સૂચવેલી દૃષ્ટિ અને ક્રમ ઘણી શાળાઓને અનુકૂળ થાય એમ લાગે છે. આશા છે કે અનેક સંસ્થાઓ આ ક્રમ અજમાવી જોશે અને વખતોવખત પોતાનો અનુભવ અમને જણાવશે. શિક્ષણશાસ્ત્રના જાણકાર સંગીત વિષે ઉદાસીન રહે અને સંગીતાચાર્ય કેળવણીની પદ્ધતિનો વિચાર ન કરે એ સ્થિતિ હવે તો ન જ રહેવી જોઈએ.

કુદરતનો નિયમ છે કે બાળક બોલતાં શીખે તે પહેલાં ખૂબ લાંબા વખત સુધી કેવળ સાંભળ્યા જ કરે છે. સંગીતમાં પણ એ જ નિયમનું પાલન થવું જોઈએ. બાળકોને સાદું, સ્પષ્ટ અને રોચક એવું સંગીત લાંબા વખત સુધી ફક્ત સંભળાવવાનું રાખીએ તો એની મેળે એના કાન તૈયાર થઈ જાય છે, કાન ઠીકઠીક તૈયાર કર્યા વગર ગળું તૈયાર કરવાના પ્રયાસમાં ઘણી વિકૃતિ આવે છે. કાન ખોટા સંસ્કાર છોડી શકે છે. ગળું એકવાર પકડેલા સંસ્કાર સહેજે છોડતું નથી. માટે ગળાએ હંમેશાં કેળવાયેલા કાનના અનુયાયી રહેવું જોઈએ.

સંગીતવિદ્યાનો અધિકાર એ છે કે એ એની મેળે દરેક ઉપર પોતાનું રાજ્ય જમાવે છે. તેથી સંગીતવર્ગ દરમ્યાન બાળકોના નિયમન ઉપર ઝાઝું ધ્યાન આપવું નથી પડતું; અથવા એમ કહીએ તો ચાલે કે બાળકો ઉપર કશો અંકુશ ન રાખ્યો હોય ત્યારે જ સંગીતનું શ્રવણ તેઓ પૂરતી એકાગ્રતાથી કરે છે. બાળકો ગમે તે વ્યવસાય કરતાં

હોય, પણ સંગીત શરૂ થયું એટલે તેમનામાં કંઈક તાલબદ્ધતા, કંઈક નવો રસ આવી જ જાય છે, અને તેઓ અજાણ્યે આનંદદાયી તલ્લીનતતા અનુભવે છે. એ અસર વધી એટલે હાથનો ધંધો છોડી તેઓ પાસે આવીને બેઠા જ છે. કેટલાક ન પણ આવે. તેમના પ્રત્યે ધીરજ રાખવી ઘટે છે. વહેલામોડા બધા જ આવવાના. ઉતાવળ કરવાથી ઉલટું આપણે બગાડવાના છીએ.

સંગીતના આ પ્રાથમિક શ્રાવણમાં (સંભળાવવામાં) ઝાઝી વિવિધતા દાખલ ન કરવી ઘટે. વિવિધતાના રસ કૃત્રિમ છે. એ દોષ દાખલ થયા પછી બાળકોની અમુક પ્રગતિ અટકે જ છે. નક્કી કરેલી વસ્તુઓ અનેકવાર સંભળાવીએ. બાળકોને સખ્તાઈથી એક ઠેકાણે બેસાડેલા નહિ હોવાથી તેઓ કંટાળતા નથી, અને સંગીત પોતાની અસર પોતાની મેળે કરી લે છે. ખૂબ વરસાદ પડ્યા પછી જંગલી ખેતરોમાં જ્યાંત્યાંથી ઝરણાં ફૂટે છે, તેમ ખૂબ સાંભળ્યા પછી શુદ્ધ અને સ્પષ્ટ સંગીત બાળકોના ગળામાંથી એની મેળે વહેવા લાગે છે. સંગીત પકવવામાં ઉતાવળ કરેલી નહિ હોવાથી એમાં દોષો પણ ઓછામાં ઓછા આવે છે.

આ સ્વયંભૂ સંગીત ગમે ત્યારે ગમે તે રૂપમાં ફૂટી નીકળવાનું. એ વખતે એની ઉપર અંકુશ મૂકવાની ભૂલ શિક્ષક ન જ કરે. બાળક ગમે ત્યારે ગાય તોયે એને કઠોર થઈને રોકીએ નહિ. કઠોરતાથી સંગીતવૃત્તિનો જ નાશ થાય છે. ધીરજથી જોઈએ તેવું નિયમન પાછળથી દાખલ કરી શકાય છે.

સંગીતની અસર ઉપર જેનો વિશ્વાસ છે એવો શિક્ષક સંગીતવર્ગ દરમ્યાન કોઈ બાળક બીજા સાથે કજિયો કરતુ હોય, લડતું હોય તો કાજી બની વર્ગને અદાલતનું રૂપ નહિ આપે. વિસંવાદી વાતાવરણ સજા કરવાથી કે વઢવાથી શમતું નથી, પણ ઉપેક્ષાથી જ શમી જાય છે. બાળકોનું ધ્યાન ઝઘડામાંથી ઊઠે અને કોઈ સારી વસ્તુઓમાં પરોવાઈ જાય એનો સહેજ પ્રયત્ન કર્યો એટલે બસ.

સંગીતની કેળવણી કઈ ઉંમરથી શરૂ કરાય એની ચર્ચા કોકકોકવાર આપણે સાંભળીએ છીએ; છઠ્ઠા કે સાતમા વર્ષ પછી જ બાળક સંગીત લેવાને લાયક થાય છે, એ જાતનો અભિપ્રાય કેટલાક સંગીતશિક્ષકો આપતા સંભળાય છે. એ અભિપ્રાય સાથે અમે મળતા નથી. સંગીતની અસર તો બેભાન માણસ ઉપર પણ થાય છે. છેક નાનાં બાળકોને સાચવવામાં સંગીતની કેટલી મદદ હોય છે એ દરેક માતા જાણે છે. ઘણીવાર બાળકોને રોતી વખતે પણ તાલ જમાવતાં આપણે સાંભળ્યાં છે. બાળકો સાહિત્ય ગ્રહણ કરે તે પહેલાં જ સંગીત સહેલાઈથી ગ્રહણ કરી શકે છે. સાહિત્ય, સંગીત અને ચિત્રકલામાં સંગીત જ વહેલી અને ઊંડી અસર કરે છે. તેથી સવાલ એ નથી કે કઈ ઉંમરે બાળક સંગીત લેવા લાયક બને છે. ઊલટો સવાલ એ છે કે આપણે સંગીત ક્યારથી અને ધીરજપૂર્વક આપવા તૈયાર છીએ, અને બાળકોને સંગીતનો પ્રથમ પરિચય કઈ પદ્ધતિએ કરાવાય.

જો આપણે શિક્ષણ દ્વારા અપાતી કેળવણી છઠ્ઠે વર્ષે શરૂ કરતા હોઈએ તો સંગીતની શરૂઆત છઠ્ઠે વર્ષે કરાય.

અને જો ત્રણુ વર્ષ પહેલાં જ બાળકોની કેળવણી શરૂ કરતા હોઈએ તો તે વખતે પણુ એની શરૂઆત કરી શકાય.

માત્ર એક વસ્તુ ધ્યાનમાં લીધા વગર છૂટકો નથી. છેક નાનપણુમાં બાળકોનાં ફેફસાંમાં પૂરતી શક્તિ આવેલી નથી હોતી, તેથી લાંબાલાંબા આલાપો એમને ન શિખવાડાય.

પણુ આ બાબતમાં ખાસ નિયમ કરવાની આવશ્યકતા નથી, કેમકે આપણે શરૂઆતમાં જ નક્કી કર્યું છે કે બાળકોને ખૂબ સંગીત સંભળાવવું એટલું જ આપણું કામ છે. એ ગાવાનું શરૂ કરે એ વિષે આપણો આગ્રહ હોવો ન જોઈએ. ક્યારે ગાવું તે બાળક પોતાની મેળે જ નક્કી કરશે. એકવાર એની શરૂઆત થઈ એટલે એને ફક્ત સહેજસાજ દોરવાનું કામ આપણું.

હવે મુખ્ય સવાલ ઉપર આવીએ. સંગીતની શરૂઆત કેમ કરાય? કયો ક્રમ વધારેમાં વધારે અનુકૂળ આવે? અહીં ત્રણુ રસ્તાઓ આપણી આગળ દેખાય છે. સાહિત્યની કેળવણી ખાતર છંદોબદ્ધ કવિતા આપણે બાળકોને આપીએ છીએ, એમાં જ વધારે ધ્યાન આપી એને સંગીતનું રૂપ આપી શકાય. અનુષ્ટુપ(શ્લોક)થી માંડીને કામદા, હરિણી સુધીના બધા છંદો સુસ્વર રીતે ગાઈ શકાય છે. એમાંથી સંગીત નિપજાવી શકાય.

આજનો જમાનો લોકગીતોનો છે. એમાં દેશી સંગીત તો છે જ. અને વિશેષ લાભ તો એ છે કે એ સંગીત સાર્વત્રિક હોવાથી બાળકોને જ્યાંત્યાંથી એ સાંભળવાને મળે

છે. એના સૂર, એની હલક અને એનો સહેલો તાલ પકડી લેતાં બાળકોને બહુ વાર નથી લાગતી.

સંગીતની શરૂઆત કરવાની ત્રીજી ઢબ તે 'સારીગમ'-વાળી શાસ્ત્રોક્ત સ્વરવાટિકાની. પ્રાચીન ગાયનાચાર્યોએ સ્વરોના કેટલા પ્રસ્તાર થઈ શકે છે તે જોયું છે અને તેમાંથી સારાસારા ૬૩ અલંકારો ઉપજાવ્યા છે. આ ત્રેસઠમાંથી સંગીતની શરૂઆતમાં કયાકયા અલંકારો લેવા એ નક્કી કર્યું હોય તો કેળવણીકારોને ઘણી સગવડ થાય.

સંગીતનો મુખ્ય અર્થ કંઠસ્થ સંગીત એવો જ થાય છે. પણ સંગીતને વાજિંત્રની મદદ ઓછી નથી થતી. સિતાર, દિલરૂબા, બીન, તબલા ઇત્યાદિ સાધનો દ્વારા જેમ સંગીત પરિપુષ્ટ થાય છે તેમ કેળવણીમાં પણ એ સાધનોથી શિક્ષણ ઘણું સહેલું થઈ જાય છે.

ઉપર ત્રણે પદ્ધતિનો વિચાર કરતાં અમને જણાયું છે કે શાળાના શિક્ષકોમાં પરસ્પર સહકાર અને ઉત્સાહ હોય અને એકબીજાના વિષયોમાં રસ હોય તો ત્રણે બાજુથી એકસામટું પ્રસ્થાન કરી શકાય. સાહિત્યના વર્ગમાં કવિતાઓ સૂર અને તાલ સાથે જ ગવાય એવો આગ્રહ રાખવા જેવો છે. ઘણા શિક્ષકો સાવ સંગીતશત્રુ હોય છે એ મુશ્કેલી ખરી. પણ હવે તો આપણે કેળવણીમાં સંગીતને મહત્ત્વનું સ્થાન આપ્યું છે, એટલે દરેક શિક્ષકને સંગીતના પ્રાથમિક સંસ્કારો થયા હોવા જ જોઈએ. આપણા સમાજમાં પહેલેથી સંગીતની આટલી ઉપેક્ષા નહોતી. લોકોની રસિકતા અને ધાર્મિકતા બન્નેએ સંગીતનો પ્રચાર બહુ બહોળા પ્રમાણમાં કર્યો હતો. એટલે

ફરી એ સ્થિતિએ પહોંચવું અશક્ય તો ન જ થવું જોઈએ. આપણે આપણા છંદો ગાવાની ઢબ એકવાર નક્કી કરવી જોઈએ અને કેટલીક ખોટી ઢબો ફેલાઈ હોય તો તેનો નિષેધ કરવો જોઈએ.

લોકસંગીતમાં પણ ફરી જાગૃતિ આવી છે. અને ભાષાની સરળતા, કાવ્યની સુંદરતા અને તાલની સુલભતા એ ત્રણે દૃષ્ટિએ સારાંસારાં લોકગીતોનો સંગ્રહ સંગીતની મદદમાં લઈ શકાય છે.

શાસ્ત્રીય સંગીતની શરૂઆતમાં આવતા અલંકારોમાંથી અમે અમુક અલંકારો પસંદ કર્યા છે, અને એમનો ક્રમ પણ નક્કી કર્યો છે, તે આ નિવેદનને અંતે મળશે. આ અલંકારોનાં જે પ્રાચીન નામો નક્કી છે તે જ આપણે ચલાવીએ.

જેમ સંગીતમાં પ્રથમ શ્રવણ અને પછી ગાયન એ ક્રમ ઇષ્ટ છે તેમ ગાયનમાં પણ પ્રથમ સમૂહનું ગાયન અને પછી વ્યક્તિગત ગાયન એ ક્રમ અમે પસંદ કરીએ છીએ. ગાયન સાથેના તાલ શાસ્ત્રીય રીતે ગણી લેવા એ ભલે અઘરું હોય, પણ ગાયન સાથે અમુક તાલો સાચવવા એ અઘરું નથી. કયા કયા તાલો સહેલા છે, અને તેમાંયે સહેલાઅઘરાનો ક્રમ કયો, એ અમે નીચે આપીએ છીએ.

જે બાળકોમાં સ્વરો ગ્રહણ કરવાની શક્તિ પૂરતી નથી હોતી અને તેથી જેઓ સંગીતમાં કશી જ પ્રગતિ કરી શકતા નથી તેમને પણ સંગીતનાં વાદ્યો દ્વારા સંગીતનો પરિચય કરાવી શકાય છે. આમાં અમે સૌથી વધારે પસંદ કરીએ છીએ જલતરંગ. જલતરંગ જેવું બાળકોને

માટે વિનોદનું બીજું સાધન નથી. કાચનાં કે ચીની માટીનાં પવાલાંમાં થોડુંથોડું પાણી રેડી આપ્યું એટલે કામ ચાલ્યું. કેટલાંક અડપલાં બાળકો પાણી ઓછુંવત્તું કરવાનાં જ. અને વગર કહ્યે સ્વરના પ્રયોગો એમને હાથે થવાના. એ લાભ બાંસતરંગ કે ઘંટાતરંગમાં નથી મળતો; છતાં આ ત્રણે તરંગ એક જ કોટીના હોવાથી ગમે ત્યાંથી શરૂ કરી શકાય.

આજકાલ બધે વગ પદ્ધતિથી કામ ચાલતું હોવાથી ઓછાંવત્તાં શક્તિ અને ઉત્સાહવાળાં બાળકોને સાથે કેમ ચલાવવાં એ સવાલનો ઉકેલ પણ અહીં જ લાવવો જોઇએ. સૌથી હોશિયાર અથવા અસાધારણ શક્તિશાળી બાળકો તરફ વર્ગમાં ધ્યાન આપવાની જરૂર નથી હોતી. એમના તરફ ધ્યાન આપવાથી આખો વર્ગ બગડી જાય છે, અને એવા બાળકો વર્ગમાં તો આખો વખત ધ્યાન પણ આપી શકતા નથી. એઓ પોતાની સંભાળ પોતે જ લે એ યોગ્ય છે.

છેક પછાત છોકરાઓને પણ બીજા કારણસર એમ ને એમ છોડી દેવા જોઈએ. આખો વખત આપણે એમના તરફ ધ્યાન દઇએ તો એ બોજો એમનાથી સહન નથી થતો. થોડુંક અને ઈરાદાપૂર્વક કરેલું દુર્લક્ષ એમને આશીર્વાદરૂપ થઈ પડે છે. એટલે વર્ગનો પ્રધાનસૂર તો મધ્યમ કોટિના વિદ્યાર્થીઓનો જ હોવો જાઈએ. એમાં પણ કોઈ એક જ વિદ્યાર્થીને પસંદ કરીને એની ગતિએ ચાલવાની ભૂલ ન કરવી જોઇએ. મધ્યમ કોટિના બધા જ સામાન્ય વિદ્યાર્થી તરફ સરખું ધ્યાન અપાતું હોય તો જ

વર્ગ ચાલવાનો. સંગીતમાં શ્રવણ એ મહત્ત્વની વસ્તુ હોવાથી એક વિદ્યાર્થી ગાતો હોય ત્યારે બાકીનાનો વખત નકામો નથી જતો. સરખા ચાલી શકે એવા વિદ્યાર્થીઓ પ્રથમ સાથે ગાય, પછી એકલાએકલા ગાય. આમ લાંબા વખત સુધી સંગીત ચાલે એટલે જે છોકરાઓને સંગીતનો જરાસરખો રસ નથી અથવા ભાન નથી તેઓ પણ સંગીતશક્તિ કંઈકકંઈક બતાવે છે. આ લાભ વર્ગમાંથી જ મળી શકે છે.

વાદ્યોમાં જલતરંગ, પટતરંગ, બાંસતરંગ, ઘંટાતરંગ, ઉપરાંત મંજીરા પણ વપરાય. પછી એમને વાંસળી અપાય. પણ તે પહેલાં બાળકની છાતીમાં અસાધારણ નબળાઈ નથી એની ખાતરી કરી લેવી જોઈએ.

વાંસળી વગાડવાથી ફેફસાંને કસરત મળે છે, અને સહેજસાજ નબળાઇ પણ દૂર થાય છે. એ જ ગરજ રાગબદ્ધ સિસોટી વગાડવાથી પણ સરે છે. પણ કેટલાક લોકોનો અનુભવ એ છે કે સિસોટી વગાડવાથી કે વાંસળી વગાડવાથી ગાવાનું ગળું સુધરતું નથી પણ બગડી જવાનો ઘણો સંભવ રહે છે.

સૂરસોટા એ વાદ્ય અનેક રીતે ઉપયોગી છે. તંબૂરાની પેઠે એને સાચવવો અઘરો નથી. અને તાન પૂરવા માટે એનો ઉપયોગ સંપૂર્ણ છે.

નર્તન વગર ગાયનવાદનની પૂર્તિ નથી થતી. તાલ સાથેનું નર્તન એ મનુષ્યમાત્રને સહજ છે. બાળકોને તો એનો આનંદ સવિશેષ હોય છે.

સંગીત શીખવતી વખતે પ્રથમથી જ બાળકોની મુદ્રા પ્રસન્ન રહે એ તરફ ધ્યાન આપવું જોઇએ. ગમે તેવા ચાળા કરવાની ટેવ એની મેળે અથવા દેખાદેખીથી પડે છે તેથી આખું સંગીત બગડી જાય છે. ઘણા જૂના ઉસ્તાદો એ બાબતમાં અત્યંત અસંસ્કારી હોય છે. અથવા ખોટા સંસ્કારોને જ ખાસ ખૂબી માનવાની તેઓ ભૂલ કરે છે. હાવભાવ એ સંગીતનું કેટલેક ઠેકાણે આવશ્યક અંગ મનાયું છે. પણ બાળકો માટે તો તે ન જ હોય. હાવભાવમાં જેટલો સંયમ વધારે તેટલા તે ખીલી નીકળે છે. વધારે પડતા હાવભાવ વિદૂષક જેવી અસર કરે છે, અથવા જુગુપ્સા પણ ઉત્પન્ન કરે. નવી કેળવણીમાં હાવભાવના સંયમ તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. જેમ સંગીતમાં તાનની પ્રતિષ્ઠા ઓછી થવા લાગી છે તેમ હાવભાવ પણ લોકોને હવે ગમતા નથી અને તે બરાબર છે.

બાળકેળવણીમાં વ્યાયામ સાથે સંગીત રાખવાથી બન્ને એકબીજાને પોષક થાય છે. અને તાલબદ્ધ સંગીત મગજને અત્યંત પૌષ્ટિક હોવાથી સહેજ વધારે પડતો વ્યાયામ થઈ જાય તોયે એની માઠી અસર થતી નથી. વ્યાયામની દૃષ્ટિએ પણ સંગીત ઘણું ઉપયોગી છે.

સંગીતની શરૂઆતમાં અલંકાર શિખવવાના તે નીચલા ક્રમ પ્રમાણે લેવા. જેમ વિસ્તીર્ણ, સંક્ષિપ્રચ્છાદન, જીત, અભ્યુચ્ચય, ગ્રીવ, પછી અવરોહી, આક્ષિપ્ત, ઉદ્રીથ, ઉદ્ઘાટિત, મંદ્રાદિ, મંદ્રમધ્ય, પ્રકાશ, અને જવ ઇત્યાદિ. દરેકનો વિસ્તાર નીચે આપેલો છે.

તાલ અથવા લયની અંદર પણ ચોક્કસ ક્રમ ગોઠવી શકાય. પ્રથમ સાદો લય પછી તીનતાલ, પછી દ્રુતતીન-તાલ (અથવા ધુમાળી), દાદરા, ઝપતાલ, અને તેવરા આટલા તાલથી સહેજે ચલાવી લેવાય.

રાસ રમવામાં ખેમટા (દાદરાની લયમાં) અને દીપચંદી વિશેષ ઉપયોગી છે.

બાળકેળવણીમાં નવેક રાગનાં ભજનો રાખ્યાં હોય તો ઘણું છે. છતાં શિક્ષકની સગવડ પ્રમાણે એમાં ફેરફાર કરવાને અવકાશ રહે એટલા માટે બાળકો ઝીલી શકે એવા સોળ રાગોનો ક્રમ નીચે આપ્યો છે:

છેક નાનાં બાળકો માટે નીચેના પાંચ રાગ પસંદ કરવાજેવા છે:

ખમાજ, ભૂપાલી, સારંગ, ભીમપલાસી, ભૈરવી. અથવા એ જ રાગોનો, બીજો ક્રમ પણ રાખી શકાય: ભૈરવી, ભીમપલાસી, સારંગ, ભૂપાલી, ખમાજ.

કેટલાક સંગીતશાસ્ત્રીઓ નીચેનો ક્રમ વધારે સગવડ ભરેલો ગણે:

ભીમપલાસી, સારંગ, ખમાજ, ભૂપાલી, ભૈરવી.

પ્રમાણમાં મોટા વિદ્યાર્થીઓ માટે હવે નીચેના રાગો ઉમેરી શકાય. જોકે થઈ ગયેલા રાગોનું પુનરાવર્તન સંગીત માટે અત્યાવશ્યક છે જ:

યમનકલ્યાણ, બિહાગ, દેસ, બાગેશરી, આસાવરી, માલકંસ, બિલાવલ, કાફી, તિલંગ, માંડ, કેદાર.

આ પ્રમાણેના રાગોનાં ભજનો અને એમની સ્વરલિપિ સંગૃહીત કરી પ્રસિદ્ધ કરવાજેવી છે. બાળકેળવણીમાં અહીં આપેલી સૂચનાઓ ઉપયોગી નીવડે અને એનો પ્રચાર થાય તો થોડા જ સમયમાં સ્વરલિપિસહિત ભજનસંગ્રહ બહાર પાડવામાં આવશે.

મુખ્યમુખ્ય તાલના બોલ નીચે આપીએ છીએ. એમાં તીનતાલ, ધુમાળી, ઝપતાલ, તેવરા એ તાલ ચતસ્ત્ર જાતિના છે. ખેમટા અને દાદરા તિસ્ત્ર છે. બાળકોને એ ભેદ સમજાવવાની તરખડમાં ઊતરવાની જરૂર નથી. પણ શિક્ષકોએ એ ભેદ બરાબર જાણવો જ જોઈએ.

૧. **તીનતાલ**—માત્રા આઠ.

૧–૩–૭ પર તાલી. અને ચાર પાંચ પર ખાલી.

ઠેકા— | ધા ધિં ધિં ધા | ધા ધિં ધિં ધા |
૧ ૦ ૦ ૦ ૦ ૩ ૦ ૦ ૦ ૦

| ધા તિં તિં તા | તા ધિં ધિં ધા |
૫ ૦ ૦ ૦ ૦ ૭ ૦ ૦ ૦ ૦

ખાના ચાર—બબ્બે માત્રાનો દરેક; કુલ માત્રા આઠ.

૨. **ધુમાળી**—માત્રા ચાર. ૧–૨–૪ પર ભલી, ત્રીજી પર ખાલી.

ઠેકા— | ધિં ધિં | ધા તિં | ત્રક્ ધિં |
૧ ૦ ૦ ૨ ૦ ૦ ૩ ૦ ૦

| ધા ગી તિ રિ કુ ટ |
૪

૩. **झपताल**—માત્રા ૧૫, તાલ ૧–૩–૮ પર. ૬ઠી માત્રા પર ખાલી.

| ધી ના | ધી ધી ના | તી ના | ધી ધી ના |
૧ – – ૩ – – – ૬ – – ૮ – – –

૪. **तेवर**—માત્રા સાત, તાલ ૧–૪–૬ પર.

| ધા ધિં તા | કિ ટ ત ક | ગ દિ ગ ન
૧ – – – ૪ ૦ ૦ ૦ ૦ ૬ ૦ ૦ ૦ ૦

૫. **खेमटा**—માત્ર બે, વિલંબિત લય, તિસ્ત્ર જાતિ ઠેકો પાસનો

| ધિ ન ધિ ન ક | તિ જ્ઞ તિ ન ક |
૧ ~~~~~ ૨ ~~~~~

૬. **दादरा**—માત્રા બે.

| ધા ધી ના | ધા તી ના |
૧ ~~~ ૨ ~~~

શિક્ષકોએ તે તે રાગનાં ગાયનો પસંદ કરવામાં ખૂબ ચોકસાઈ અને સદભિરુચિ કેળવવી જોઈએ. ભજનો અથવા ગીતો ક્લિષ્ટ ન હોય, અર્થદુર્બળ ન હોય, નીરસ ન હોય: સંગીતમાં તો શૃંગાર હોવો જ જોઈએ એમ એક વખતે મનાતું. હવે એનો સખત વિરોધ કરવાનો વખત આવ્યો છે. ભજનો અને ગીતોમાં ભાષાની શુદ્ધિ, વિચારની નિર્મળતા અને કાવ્યગુણ હોવાં જ જોઈએ.

ભજનો મુખ્યત્વે બાળકોની જન્મભાષામાંનાં હોય. ત્યારપછી હિન્દી અને મરાઠી, બંગાળી, કર્ણાટકી વગેરે આવે. સંસ્કૃતને સાવ ભૂલી ન જઈએ. એકાદ ભજન તો સંસ્કૃતનું હોય જ.

ઉપર આપેલો અભ્યાસક્રમ વર્ષવાર કેમ વહેંચવો એ સંગીતશિક્ષક પોતાના અનુભવ પ્રમાણે નક્કી કરે.

જે જે શાળાઓમાં સંગીત દાખલ થયું છે ત્યાં ત્યાં આ સૂચનાઓનો અમલ થાય, અને સંગીતશિક્ષકો અને શાળાના આચાર્ય પોતપોતાના અનુભવો અમને જણાવે તો સંગીતનો આ અભ્યાસક્રમ વધુ ને વધુ નિર્દોષ અને અનુકૂળ કરી શકાશે.

## ગાયનના પ્રાથમિક અલંકાર

(**નોંધ:** અલંકારોના નામો સંગીતના પ્રાચીન સંસ્કૃત પુસ્તકમાંથી લીધા છે, એક જ અલંકારને એક ઉપરાત બીજા નામો પણ કેટલાક પુસ્તકમાંથી મળી આવે છે. પરંતુ પ્રચારને લક્ષ્યમાં લઈને નીચેના નામો પસંદ કર્યા છે.)

### १ विस्तीर्ण

सारेगम पधनीसा
◡◡◡◡ ◡◡◡◡

सानीधप मगरेसा.
◡◡◡◡ ◡◡◡◡

### २ संधिप्रच्छादन

સારેગ રેગમ ગમપ મપધ પધની
oo– oo– oo– oo– oo–

ધનીસા સાનીધ નીધપ ધપમ
oo– oo– oo– oo–

પમગ મગરે ગરેસા
oo– oo– oo–

### 3 जित

સાગરેસા, રેમગરે, ગપમગ, મધપમ,

પનીધપ, ધસાનીધ, ધનીસાધ

પધનીપ, મપધમ, ગમપગ, રેમગરે,

સારેગસા.

૪ નિષ્કર્ષ

સાસા રેરે ગગ મમ પપ ધધા

ની ની સા સા, સા સા ની ની

ધધ પપ મમ ગગ રેરે સા સા

૫ અભ્યુચ્છ્રય

સાગ રેમ ગપ મધ પની ધસા

સાધ નીપ ધમ પગ મરે ગસા.

૬ ભાલ

સાગરેમ મગરેસા, રેમગપ પમગરે

ગપમધ ધપમગ, મધપની નીધપમ,

પનીધસા સાનીધપ, પધનીસા સાધનીપ

મપધની નીપધમ, ગમપધ ધમપગ,

રેગમપ પગમરે, સારેગમ મરેગસા.

## ૭ खिं

સારે સારે ગગ રેગરેમ મમ
◡◡ ◡◡ oo ◡◡◡◡ oo

ગમગમ પપ મપમપ ધધ
◡◡◡◡ ◡◡ ◡◡◡◡ oo

પધપધ નીની ધનીધની સાસા
◡◡◡◡ oo ◡◡◡◡ oo

સાનીસાની ધધ નીધનીધ પપ
◡◡◡◡ oo ◡◡◡◡ oo

ધપધપ મમ પમપમ ગગ
◡◡◡◡ oo ◡◡◡◡ oo

મગમગ રેરે ગરેગરે સાસા
◡◡◡◡ oo ◡◡◡◡ oo

## ૮ त्रिवर्ण

સારેગગગ, રેગમમમ, ગમપપપ,
◡◡ooo ◡◡ooo ◡◡ooo

મપધધધ પધનીનીની ધનીસાસાસા
◡◡ooo ◡◡ooo ◡◡ooo

સાનિધધધ, નીધપપપ, ધપમમમ, પમગગગ,
◡◡ooo ◡◡ooo ◡◡ooo ◡◡ooo

મગરેરેરે, ગરેસાસાસા.
◡◡ooo ◡◡ooo

**૯ ઉદ્ઘાટિત**

સાગ સાગ સારેગમ
oo oo ◡◡◡◡

રેમ રેમ રેગમપ
oo oo ◡◡◡◡

મપગપ ગમપધ
oooo ◡◡◡◡

મધ મધ મપધની
oo oo ◡◡◡◡

|
પની પની પધનીસા
oo oo ◡◡◡◡

— | |
સાધ સાધ સાનીધપ
oo oo ◡◡◡◡

નીપનીપ નીધપમ
oooo ◡◡◡◡

ધમધમ ધપમગ
oooo ◡◡◡◡

પગપગ પમગરે
oooo ◡◡◡-

મરે મરે મગરેસા:
oo oo ◡◡◡◡

**૧૦ ભદ્ર**

સારેસારેગરે, ગમગમપમ,

| | |
પધપધનીધ નીસાનીસાનીસા

|
નીસાનીધનીધ પધપમપમ મપમગગગ

રેગરેસારેસા.

## ૧૧ ગાત્રવર્ણ

સાસાસા, રેરેરે, ગગગ, મમમ,

પપપ, ધધધ, નીનીની, સાસાસા;

સાસાસા, નીનીની, ધધધ, પપપ, મમમ,

ગગગ, રેરેરે, સાસાસા.

## ૧૨ પ્રકાશ

સાસારેરે, ગગ મગ, રેગરેસા,

રેરે ગગ, મમ, પમ, ગગ ગરે,

ગગ મમ, પપ ધપ, મપ મગ,

મમ પપ, ધધ નીધ, પધ પમ,

પપ ધધ, નીની સાની, ધની ધપ;

પધની ધનીસા નીની ધધ પપ

મપધ પ, ધની ધધ, પપ મમ,

ગમપ મ, પધ પપ, મમ ગગ,

રેગમ ગ, મપ મમ, ગગ રેરે,

સારેગ રે, મમ ગગ રેરે,

## ૧૩ અવરોહી

સા

સા ની સા

સા ની ધ ની સા

સા ની ધ પ ધ ની સા

સા ની ધ પ મ પ ધ ની સા

સા ની ધ પ મ ગ મ પ ધ ની સા

સા ની ધ પ મ ગ રે ગ મ પ ધ ની સા

સા ની ધ પ મ ગ રે સા રે ગ મ પ ધ ની સા

## ૧૪ જાવ

સા, સારેસા, સારેગરે, સા

સારેગમ, ગરેસા; સારેગમ, પમગરે, સા;

સારેગમ, પધપમ, ગરેસા;

સારેગમ, પધનીધ, પમગરે, સા:

સારેમગ, પધનીસા, નીધપમ, ગરેસા;

## ૧૫ हसित

સા, સારે, સારેગ, સારેગમ,

સારેગમપ, સારેગમ પધ,

સારેગમ પધની, સારેગમ પધનીસા

સાનિધપ મગરેસા. નીધપમ ગરેસા.

ધપમગ રેસા, પમગરે સા, મગરેસા.

ગરેસા રેસા સા.

## ૧૬ मन्द्रादि

સારેગમ, મગરેસા, સારેગરે, સારેગમ

રેગમપ, પમગરે, રેગમગ, રેગમપ,

ગમપધ, ધપમગ, ગમપમ, ગમપધ,

મપધની, નીધપમ, મપધપ, મપધની,

પધનીસા સાનીધપ, પધનીધ, પધનીસા.

સાનીધપ, ધનીધપ, પધનીસા, સાનીધપ,

નીધપમ, પધપમ, મપધની, નીધપમ,

ધપમગ, મપમગ, ગમપધ, ધપમગ,

પમગરે, ગમગરે, રેગમપ, પમગરે,

મગરેસા, રેગરેસા, સારેગમ, મગરેસા.

## ૧૭ मंद्रमध्य

સાગ રેગ મમ રેગ રેગ રેસા સારે ગમ
રેમ ગમ પમ ગમ ગમ ગરે રેગ મપ
ગપ મપ ધપ મપ મપ મગ ગમ પધ
મધ પધ નીધ પધ પધ પમ મપ ધની
પની ધની સાની ધની ધની ધપ પધ નીસ
સાની ધપ પધ નીધ નીધ નીસા નીધ નીપ
નીધ પમ મપ ધપ ધપ ધની ધપ ધપ
ધપ મગ ગમ પમ પમ પધ પમ પગ
પમ ગરે રેગ મગ મગ મપ મગ મરે
મગ રેસા સારે ગરે ગરે ગમ ગરે ગસા

## ૧૮ सोम

સાસા ગગ રેરે સાસા, રેરે મમ ગગ રેરે,
ગગ પપ મમ ગગ, મમ ધધ પપ મમ,
પપ નીની ધધ પપ, ધધ સાસા નીની ધધ,
ધધ નીની, સાસા ધધ, પપ ધધ નીની પપ,
મમ પપ ધધ મમ, ગગ મમ પપ ગગ,
રેરે ગગ મમ રેરે, સસા રેરે ગગ સાસા,

## ૧૯ ऊद्गीत

સાસારેગ, રેરેગમ, ગગમપ,
૦૦૦૦ ૦૦૦૦ ૦૦૦૦
।
મમપધ, પપધની, ધધનીસા,
૦૦૦૦ ૦૦૦૦ ૦૦૦૦
।
સાનીધધ નીધપપ ધપમમ પમગગ
૦૦૦૦ ૦૦૦૦ ૦૦૦૦ ૦૦૦૦
મગરેરે ગરેસાસા
૦૦૦૦ ૦૦૦૦

## ૨૦ आक्षिप्त

સાસાગગ, રેરેમમ, ગગપપ, મમધધ,
। । । ।
પપનીની, ધધસાસા સાસાધધ,
નીની પપ, ધધ મમ, પપગગ, મમરેરે,
ગગ સાસા.

ટીપ: (૧) એક માત્રાની નિશાની – જેમકે સા
અડધી માત્રાની નિશાની ૦ „ સા
પા માત્રાની નિશાની ◡ „ સા
¾ માત્રાની નિશાની ~ „ સા

(૨) જ્યાં કોઈ પણ નિશાની અપાઈ નહીં હોય ત્યાં સ્વરો ખંડરૂપમાં લખાયા છે. પ્રત્યેક ખંડ એકમાત્રાનો કલ્પી તેમાં રહેલા દરેક સ્વરનો સરખો જ સમય સમજવો.

જેમાં: સારેગમ મગરેસા સારેગરે સારેગમ આ ચાર ખંડમાં આપેલા સ્વરો સરખી જ રીતે ગાવા.

## ૨૧ इन्द्रनील

સારેગમ ગરેસારે ગરેસારે ગમ,
◡◡ ◡◡ ◡◡ ◡◡ ◡◡ ◡◡ o o
રેગમપ મગરેગ મગરેગ મપ,
◡◡◡◡ ◡◡◡◡ ◡◡◡◡ oo
ગમપધ પમગમ પમગમ પધ,
◡◡◡◡ ◡◡◡◡ ◡◡◡◡ oo
મપધની ધપમપ ધપમપ ધની,
◡◡ ◡◡ ◡◡◡◡ ◡◡◡◡ oo
પધનીસા નીધપધ નીધપધ નીસા,
◡◡ ◡◡ ◡◡ ◡◡ ◡◡◡◡ o o
સાનીધપ ધનીસાની ધનીસાની ધપ.
◡◡ ◡◡ ◡◡◡◡ ◡◡◡◡ oo
નીધપમ પધનીધ પધનીધ પમ
◡◡◡◡ ◡◡ ◡◡ ◡◡◡◡ oo
ધપમગ મપધપ મપધપ મગ
◡◡◡◡ ◡◡◡◡ ◡◡◡◡ oo
પમગરે ગમપમ ગમપમ ગરે
◡◡◡◡ ◡◡ ◡◡ ◡◡◡◡ oo
મગરેસા રેગમગ રેગમગ રેસા.
◡◡◡◡ ◡◡◡◡ ◡◡◡◡ oo